|| સનાતન પરમો ધર્મ ||

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર

સોસીયલ મિડીયા

પ્રચાર પ્રસાર જાગૃત ઉજાગર

# સનાતન ધર્મ પત્રિકા

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ નખત્રાણા-કચ્છ

Email: office@sanatandharmpatrika.com Web: www.sanatandharmpatrika.com

સં.૨૦૭૮ કારતક સુદ-૧૪ તા.૧૮-૧૧-૨૧ ગુરૂવાર SDP NO:578 પાનાં:૨ MOB.:+91 7801877774,+91 7718977774 ankasantandharmpatrika@gmail.com

## કચ્છ પૂર્વ ઝોન સમાજદ્વારા, ભૂમિદાન



આજરોજ ધાવડામોટા ગામ દ્વારા નોંધાવેલ ભુમિદાન ની ભેટ રકમ શ્રી પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા કાર્યલય ખાતે જમાં કરાવામાં આવેલ.

૧) ૧,૧૧,૧૧૧/-ભુમિદાન
શ્રી ધાવડા પાટીદાર સનાતન સમાજ

૨) ૩૦,૦૦૦/- ભુમિદાન
સ્વ.રૂડાભાઇ નાનજીભાઇ પોકાર
(ધાવડા,હાલે.તુમકુર)

૩) ૩૦,૦૦૦/-ભુમિદાન
પ્રેમજીભાઇ શિવજીભાઇ પારસિયા
(ધાવડા, હાલે. ગાંધીધામ )

**આ પ્રસંગે નીચે મુજબ ના મહાનુભાવો ઉપસ્થિત રહેલ.ઝોન**

૧) શ્રી છગનભાઈ ખેતાભાઈ ધનાણી
(મહામંત્રીશ્રી, પ્રશ્રિમ કચ્છ સમાજ

૨, શ્રી શાંતિલાલ પ્રેમજી નાકરાણી
(પ્રવક્તા, પશ્ચિમ કચ્છ સમાજ ઝોન)

૩, શ્રી પ્રેમજીભાઇ નાયાભાઇ ડાયાણી
(ઉપપ્રમુખશ્રી,ધાવડા પાટીદાર સમાજ)

૪, શ્રી જયસુખભાઇ હરિભાઇ ડાયાણી
(મહામંત્રીશ્રી,ધાવડા પાટીદાર સમાજ)

૫, શ્રી પરસોત્તમભાઇ ગંગારામભાઇ ડાયાણી(મંત્રીશ્રી,ધાવડા પાટીદાર સમાજ)

૬, શ્રી રતનશીભાઇ રૂડાભાઇ પોકાર
(કારોબારી સભ્યશ્રી,ધાવડા પાટીદાર સમાજ)

પ્રવક્તા:-શાંતિલાલ નાકરાણી

## દક્ષિણ કર્ણાટક ઝોન માં ઉડપી સમાજમાં યુવા મંડળ નો પ્રયાસ હર ઘર YSK



દક્ષિણ કર્ણાટક ઝોન મા ઉડપી સમાજમાં યુવા મંડળ ના પ્રયાસો થી હાલમાં દશેરા ના પચ્ચીસ YSK મેમ્બર ની નોંધ કરી હતી તેમાંથી આજે ચોવીસ મેમ્બર ના રૂપિયા બેંક મા ભરી નાખ્યા છે દરેક ઘટક સમાજો આવી રીતે પ્રયાસ કરે તો ઘરઘર YSK અશક્ય નથી હરહર YSK ઘર ઘર YSK અપને લીયે નહી અપનોકે લિયે કુછ કીજિયે

સંયોજક:Vasant ગોરાણી, ઉડુપી

## યુવા સુરક્ષા કવચ (YSK) કન્યાદાનના સ્વરૂપ માં ભેટ



રાજનંદગાવ(છ.ગ) માં નવયુગલ દંપતી ને બઢતે કદમ ગ્રુપ દ્વારા આશીર્વાદ રૂપી કન્યાદાન ના સ્વરૂપ માં YSK ની ભેંટ દેવા માં આવેલ, નવયુગલ માં દીકરી દર્શના જે રાજનંદગાવ યુવક મન્ડલ ના પૂર્વ પ્રમુખ શ્રી મનીષ ભાઈ લીબાણી ની સુપુત્રી છે અને વરરાજા હિમાંશુ કુમાર જે નાગપુર નિવાસી દિનેશ ભાઈ રૂડાની ના સુપુત્ર છે, અભ્યર્થના...

ઉપરોક્ત કાર્યક્રમ માં CGR યુવાસંઘ ના પૂર્વ પ્રમુખ નરેશ ભાઈ દીવાણી, CGR ના મિશન ચેરમેન પવન દીવાણી, વિદર્ભ યુવાસંઘ ના મેમ્બર જ્યોતિ બેન સેંઘાણી, દલ્લી રાઝહરા યુવા મન્ડલ પ્રમુખ વિનોદભાઈ સુરાણી, રાજનંદગાવ મન્ડલ ના મંત્રી દિપક રામાણી , CGR યુવાસંઘ ના મેમ્બર અનિલ લીબાણી, વિનય છાભૈયા, પિયુષ દીવાણી આદિ ઉપસ્થિત હતા.. પ્રભુ પરમાત્મા નવયુગલ ને હમેશા સ્વસ્થ રાખે, મસ્ત રાખે એવી અભ્યર્થના.

હર હર YSK, ઘર ઘર YSK

## અમદાવાદમાં વિશ્વના સૌથી ઉંચા ઉમિયા મંદિરનું મહા ભૂમિપૂજન.



**મહાયજ્ઞ/૨૦ નવેમ્બરે અમદાવાદમાં વિશ્વના સૌથી ઉંચા ઉમિયા મંદિરનું મહા ભૂમિપૂજન.**

CM સહિત આખું મંત્રીમંડળ રહેશે હાજર

● ૨૨ તારીખથી ઉમીયા માંના મંદિરનુ નિર્માણ કાર્ય ફરી થશે શરૂ

● ૨૦ તારીખે જાસપુર વિશ્વ ઉમિયા ફાઉન્ડેશન ખાતે શતચંડિ મહાયજ્ઞ યોજાશે

● **CM ભુપેન્દ્ર પટેલ સહિત તમામ મંત્રીમંડળ આ યજ્ઞમા હાજર રહશે**

**વિશ્વ ઉમિયા ફાઉન્ડેશનનુ જાસપુર ખાતે ૨૨ નવેમ્બરે મહાયજ્ઞનું આયોજન કરાયું છે**

◆ **રુકુલથી જાસપુર સુધીની શોભાયાત્રા યોજવામા આવશે**

સાથે જ વ્યસનમુક્તિ, કોરોના જાગૃતી, બેટી બચાવો અભિયાન માટે બાઈક રેલી પણ યોજવામા આવશે.

**૫૧ ફૂટ ફૂટ ઉંચીમાં ઉમિયાની પ્રતિમાને બેસાડવામાં આવશે તો મહાઆરતીનું પણ આયોજન કરવામાં આવ્યું છે.**

જેમાં જે પ્રકારનુ મંદિર બનવાનુ છે, એ પ્રર્તિકુતી ૩૧ હજાર દિવડા પ્રગટાવવામાં આવશે. ૫૧ ફુટની હાઈટ પરમાં ઉમિયાની પ્રતિમા બેસાડવામા આવશે . જેમા ગંગાજળ સહિત અનેક જગ્યાથી પાણી લાવીને મંદિરના ગર્ભગૃહ નિર્માણમાં પવિત્રતા ઉપયોગમાં લેવામા આવશે .

**CM ભુપેન્દ્ર પટેલ સહિત મંત્રીમંડળ હાજર રહશે**

આગામી ૨૦ તારીખે અમદાવાદમાં ફરી પાટીદાર પાવર દેખાશે . ૧૫૦૦ કરોડના ખર્ચે તૈયાર થનાર મોટા પ્રાજેક્ટમાં રાજયના ઝસ થી લઇ તમામ રાજકીય આગેવાનો હાજર રહેશે .

**વિશ્વ ઉમિયા ફાઉન્ડેશનનુ જાસપુર ખાતે ૨૨ નવેમ્બરે મહાયજ્ઞનું આયોજન કરાયું છે.** આ પ્રસંગે સાંજે મહાઆરતીમાં રાજયના ઝસ ભૂપેન્દ્ર પટેલ પહેલી વખત મુખ્યમંત્રી બન્યા બાદ વિશ્વ ઉમીયા ફાઉન્ડેશન આવી રહ્યા છે. તો CM ભુપેન્દ્ર પટેલ સહિત તમામ મંત્રી પણ આ મહાયજ્ઞમાં હાજર રહશે. ઝસ ભુપેન્દ્ર પટેલનો વિશેષ સત્કાર કરવામાં આવશે.

**યજ્ઞના બીજા દિવસથી મંદિરનું નિર્માણ કાર્ય શરૂ થઈ જશે** :ઉમિયા ફાઉન્ડેશન ચેરમેન આર.પી.પટેલ જણાવ્યું હતું કે યજ્ઞના બીજા દિવસથી મંદિરનુ નિર્માણકાર્ય શરૂ કરી દેવામા આવશે . ૨૦૧૯ માં વડાપ્રધાન નરેન્દ્ર મોદી દ્વારા ભુમીપુજન કરવામાં આવ્યું હતુ .

## નારાયણપેટ(તેલંગણા)પ્રથમ રેડ ક્રોસ સોસાયટી મા નંદકિશોર છાભૈયા ની ગૌરવરૂપ નિયુક્તિ

તેલંગણા રાજયના નવનિર્મિત નારાયણપેટ જીલ્લા (તેલંગણા) ના કલેક્ટરે જિલ્લા ની પ્રથમ ઈંડીયન રેડ ક્રોસ સોસાયટી સ્થાપના કર્યા બાદ મેનેજમેન્ટ કમિટિ મા TAP રિજીયનના વર્તમાન ખજાનચી શ્રી નંદકિશોરભાઈ બાબુલાલ છાભૈયા ની મેનેજમેન્ટ કમિટિ સભ્ય તરીકે નિમણૂક કરવામાં આવેલ છે.

નંદકિશોરભાઈ છાભૈયા કચ્છમાં મોટી વિરાણી હાલમાં નારાયણપેટ જીલ્લા મથક ખાતે ભારતીય જનતા પાર્ટી સાથે રહીને રાજનેતા તરીકે જીલ્લામાં કામ કરી રહેલ છે.તેઓ ભારતીય જનતા પાર્ટી ના રાષ્ટ્રીય ઉપાધ્યક્ષ ડી. કે. અરૂણાજી સાથે રહીને જીલ્લામાં કાર્ય કરેલ છે.

**ખુબ ખુબ અભિનંદન**



શ્રી નંદકિશોરભાઈ બાબુલાલ છાભૈયા

વિશેષ મા હૈદરાબાદમા યુવા ઓલમ્પિયાડ નું ભવ્ય આયોજન જે ભવ્યાતિભવ્ય ગચીબોવલી સ્ટેડિયમમાં કરેલ હતું તે બધા સ્ટેડિયમ સ્પોર્ટસ ઓથોરીએટી ઓફ તેલંગણા ના અધ્યક્ષ સાથે વાત કરાવી સ્ટેડિયમ બુક કરાવી આપવાનોનો શ્રેય પણ શ્રી નંદકિશોરભાઈ છાભૈયા ને ફાળે જાય છે.

આવા TAP રિજીયનના રાજનેતા શ્રી નંદકિશોરભાઈ બાબુલાલ છાભૈયાને ખુબ ખુબ અભિનંદન

# સ્વર્ણિયમ મિશન પર્વકતા ડીઝીટલ સ્નેહમિલન અને કાર્યશાળા

આજ રોજ તા. ૧૭-૧૧-૨૦૨૧ ના રોજ સાંજે ૯:૦૦ કલાકે ભારતભર ના ૨૩ રીજયન પ્રવક્તા, સેન્ટરલ પ્રચાર પ્રસાર સમીતી ના કન્વિનર તેમજ પીડીઓ સાથે સેન્ટરલ પ્રેસિડેન્ટ, સેન્ટરલ સેક્રેટરી , પૂર્વ પ્રમુખ, યુવાસંઘ તેમજ સ્પેશિયલ ગેસ્ટ હરીકૃષ્ણ શાસ્ત્રી સાથે યુવાસંઘ ના પ્રવક્તા ની ઝૂમ સ્વર્ણિયમ કાર્યશાળા નું આયોજન કરવામાં આવ્યું.

સૌ પ્રથમ પ્રચાર પ્રસાર સમીતી ના પીડીઓ રીના પોકાર દ્વારા સ્વાગત કરવામાં આવ્યું .

**-પ્રવક્તા એટલે શું ?**

**-તેના કાર્યો શું છે !!**

તે વિષય પર ની પ્રસ્તાવના મુકેશ કાલરીયા દ્વારા રજૂઆત કરવામાં આવી જેમાં યુવામંડળ , સમાજ કે મહીલાસંઘ દ્વારા થયેલ કાર્યક્રમ ના ફોટોગ્રાફ કે મેસેજ જેતે રીજયન ની પ્રચારપ્રસાર ટીમ દ્વારા પ્રવક્તા થકી આવવુ જોઈએ અને જવું જોઈએ તેમજ આપણી સ્વર્ણીમ ૨૧-૨૩ ની ટીમ ના સ્લોગન Together we can ત્યારે ખરા અર્થ માં સાર્થક કરી શકીસુ. આપણી સમાજ ને ભારતભર ની શ્રેષ્ટ સમાજ નો એવોર્ડ સૌ કાર્યકતા ના પોસીટીવ અભિગમ થકી જ મેળવી શકસુ.

-આપણા મોટીવેટર એવા ગૌરાંગભાઈ ધનાણી દ્વારા પણ પ્રવક્તા એ પ્રોટોકોલ બંધારણ થી સજ્જ હોવોજ જોઈએ તેમ ભાર મુક્યો તેમજ પ્રવક્તા એ યુવાસંઘ ના આવનાર તેમજ આવી ગયેલ કાર્યક્રમ નો શિલ્પી(આર્કીટેક્ટ) છે.

પ્રવકતા એ ખાલી મેસેજ ની આપલે કરે એ નહી પણ પ્રમુખ, મહામંત્રી, મિશન ચેરમેન ના કાર્યો ને સરસ અને સરળ બનાવાનુ કામ કરે.

-આપણા વચ્ચે હરીકૃષ્ણ શાસ્ત્રી એ બહુજ સરળ શબ્દો થી પ્રવક્તા ની વ્યાખ્યા સમજાવી તેમજ તેઓ એ PRO(પબ્લીક રીપ્રેસ્ટેટીવ ઓફીસર) ની શું ગુણવત્તા હોય તેમજ લોકો ને શું જુએ છે તેમજ સંગઠન ના રી-પ્રેસ્ટેટીવ પ્રવકતા દ્વારા જ આપી શકાય તેવી માહીતી આપી વિવિધ રીજયન પ્રવક્તા ઓ દ્વારા પુછાયેલ પ્રશ્નો ને ખુબજ સરળ શબ્દો થી માર્ગદર્શીત કર્યા તેમજ તેઓ એ ભવિષ્ય માં આપણા યુવાસંઘ ની ઈવેન્ટ માં સહકાર આપવાની ખાતરી આપી હતી.

-આપણા પ્રચારપ્રસાર કન્વીનર ઉમેશભાઈ રંગાણી એ પ્રચાર પ્રસાર માધ્યમ થી સમાજજનો ને સંગઠિત કરવાંમાં પ્રવકતા નો મુખ્ય રોલ રહે છે. તેને સ્વર્ણીમ ટીમ બેખુબી નીભાવસે.

-આપણા સેન્ટરલ પ્રેસીડેન્ટ હીતેશભાઈ રામજીયાણી આપણી સ્વર્ણીમ ટીમ ૨૧-૨૩ ની રચના પછી પ્રવકતા ની ટીમ તરતજ કાર્ય માં લાગી ગઈ છે તેમજ આપણી આવનાર કાર્યશાળા માં પ્રવકતા માટે નું સ્પેશિયલ સેસન લેવુજ જુએ તેવો ભાર મુકેલ તેમજ હરીકૃષ્ણ શાસ્ત્રી જી નો ખુબ ખુબ ધન્યવાદ પાઠવેલ કે તેઓ હરહંમેશ અમને માર્ગદર્શક તરીકે મદદ કરતાં રહે છે. તેમજ આપણા ગૌરાંગભાઈ ના પણ દીલ થી ધન્યવાદ પાઠવેલ.સાથે દરેક રીજયન પ્રચારપ્રસાર ટીમ ના લીડર તેમજ પ્રવકતા અલગ હોવા જુએ જેથી કાર્ય કરવાં ની સરળતાં રહે.

અંત માં આપણા ઉમેશભાઇ એ સૌ નો આભાર વ્યક્ત કર્યો હતો.

**યુવાસંઘ ટીમ પ્રવકતા ૨૧-૨૩**

## પૈસાનો હિસાબ તો ખૂબ મેળવ્યો, પણ પૈસો બનાવવા જતાં શું શું ગુમાવ્યું એનો હિસાબ એકવાર મેળવી જો જો આખોમાંથી આસું શરી જશે...

**આજનું આચમન**

કારતક સુદ ૧૪, વિ. સંવત ૨૦૭૮, ગુરૂવાર, તા. ૧૮.૧૧.૨૦૨૧



શ્રી લક્ષ્મીનારાયણ કેન્દ્ર-સંસ્કારધામ, દેશલપર-કચ્છ

# છત્તીસગઢ રાજ્ય ના પાટનગર રાયપુરના વિકાસ માં ૩૭ ગામ ના કચ્છ ના પાટીદાર.

**રાયપુરમાં શહેરમાં કચ્છ જિલ્લાના ક્યા ગામના કેટલા કચ્છી કડવા પટેલ ?**

ગુજરાતી સમાજ સિવાય ના સાહસિક કચ્છ કડવા પાટીદાર સમાજના રાયપુરમાં વ્યવસાયે સ્થિર થયેલા લોકોમાં કોટડા.(જ) ના ૧૦૨૮. વિરાણી મોટીના ૭૨ ,નખત્રાણાના ૮૯૯ , વિથોણના ૭૩૯, આણંદપર(યક્ષ) ના ૩૩૧, સાંયરા ના ૩૨૨, નાના અંગિયાના ૩૧૪, દેવીસરના ૨૫૦, દેવપર(યક્ષ) ના ૧૭૦, નાની અરલના ૮૮, રામપર(રોહા) ના ૮૧, ધાવડા મોટાના ૭૧, પલીવાડના ૬૭, કંડાય(અબડાસા) ના ૫૦, રામપુરા કંપાના ૩૭, દેશલપર(વાંઢાય) ના ૩૨, આણંદસર(વિથોણ) ના ૩૨, કલ્યાણપરના ૨૫, ઉખેડાના ૨૫, માનકુવાના ૨૩, અમલાઈ કમ્પાના ૨૩, નાગલપર ના ૨૦. જિયાપરના ૧૮, હરિપુરા(નિરોણા) ના ૧૭, સુખપર(વિરાણી મોટી ) ના ૧૪ , નવી મંજલના ૧૧, આણંદસર(મંજલ) ના ૧૦, જતાવીરા, મંગવાણા, ખીરસરાના ૬-૬, રણજિતપુરા, માધાપર, ગઢશીશા, મથલના ૪-૪ તેમજ ભાઈજીપુરા કંપાના ૨ અને કનકપુરના ૩ લોકોનો સમાવેશ થાય છે. છત્તીસગઢ ના આ સિવાય રાજનાદગાવ, જગદલપુર, કોરબા, બિલાસપુર, દિલ્હીરાજહરા, બાલોદ, કોંડાગાવ જેવા અનેક શહેરો માં પાટીદાર પોતાનું કર્તવ્ય નું વર્ચસ્વ ધરાવે છે



# ગ્લોબલ કચ્છ ચળવળ અંતર્ગત



ગ્લોબલ કચ્છ ચળવળ અંતર્ગત

બ્રહ્માકુમારીસ , ફાર્મ બ્રિજ , ગ્લોબલ વિકાસ ટ્રસ્ટ, ક્રીડા,કનકપુર ફાર્મર્સ એસોસિએશન , ગઢસીસા વિસ્તાર કડવા પાટીદાર સમાજના સંયુક્ત પ્રયાસોથી રાજ ઋષી વિલેજ પ્રોજેક્ટની શરૂઆત કરી રહ્યા છીએ. જેમાં અબડાસા તાલુકા થી કનકપુર ગામ ને મોડેલ ગામ બનાવી અને આજુબાજુના ૧૫ જેવા ગામડા અને માંડવી તાલુકા થી રાજપર ગામ ને મોડલ ગામ બનાવી અને આજુબાજુના ૧૮ ગામ નો સમાવેશ કરવાના છીએ આ પ્રોજેક્ટ અંતર્ગત ગામ ના સર્વાંગીણ વિકાસના કાર્યો કરવામાં આવશે.

સંસ્કાર પરિવર્તનથી સંપૂર્ણ સમૃદ્ધિ એ થીમ પર જળસંચય થી માંડીને જૈવિક યોગિક ખેતીથી લઈને માર્કેટિંગ સુધીની વ્યવસ્થા આ પ્રોજેક્ટ અંતર્ગત કરવામાં આવશે.

રાજ ઋષી વિલેજ એટલે જેમાં રહેવાવાળા પ્રત્યેક માનવી રાજાની જેમ શ્રેષ્ઠ અને ઋષિની જેમ આદર્શ વાન અને ચરિત્રવાન હોય એવા ગામડા બનાવવાનો પ્રયાસ છે.

આ પ્રોજેક્ટ અંતર્ગત તારીખ ૧૭.૧૧. ૨૦૨૧ ના દિવસે કનકપુર ગામ મા સાંજે ૩ થી ૬ મિટિંગનું આયોજન કરેલ છે જેમાં કનકપુર ની આજુબાજુના ૧૫ ગામડાના રહેવાસીઓને સાદર નિમંત્રણ છે.

તારીખ ૧૮.૧૧.૨૦૧૧ ના દિવસે ગઢસીસા વિસ્તારના ૧૮ ગામડાના રહેવાસીઓની મીટીંગ રાજપર ગામ માં સાંજે ૦૩ થી ૦૬ રાખેલ છે. આપ બધા આ મિટિંગમાં પધારો અને આપણે સાથે મળીને આખા પ્રોજેક્ટની રૂપરેખા ને સમજીએ અને પ્રોજેક્ટની શુભ શરૂઆત કરીએ. વધારેમાં વધારે સંખ્યામાં ઉપસ્થિત રહી આપણે આવનાર અનુભવીયોનો પૂરેપૂરો લાભ લઈએ.



**વડીલ શ્રી શંકરલાલ દેવજી વેલાણી**

જિલ્લા સહકારી ખરીદ વેચાણ સંઘ ની માંડવી ની ચૂંટણી માં બિન હરીફ વિજેતા થયા. વડીલ શ્રી શંકરલાલ દેવજી વેલાણી ને ખુબ ખુબ અભિનંદન




## ભાવભીની શ્રદ્ધાંજલી-સનાતન ધર્મ પત્રિકા

તા. ૧૬.૧૧.૨૦૨૧ મંગળવાર

સ્વ.કરસનભાઈ મેઘજીભાઈ પોકાર,
ઉંમર:૮૩ વર્ષ કચ્છમાં ગામ:વેસલપર અવસાન કારણ : કુદરતી, નૈસર્ગિક

તારીખ : ૧૭-૧૧-૨૦૨૧ બુધવાર

સ્વ.પ્રભાબેન નાનજીભાઈ નાયાણી,
ઉંમર:૫૫ વર્ષ કચ્છમાં ગામ:વિથોણ (સ્થાનિક)

સ્વ. પ્રેમજીભાઈ વાલજીભાઈ ધોળું,
ઉંમર:૭૮ વર્ષ કચ્છમાં ગામ : લુડવા (સ્થાનિક)

પરમકૃપાળુ પરમાત્મા સદગતના દિવ્ય આત્મા ને પરમ શાંતિ અર્પે એજ પ્રાર્થના,
શ્રી સમાજ સનાતન ધર્મ પત્રિકા ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા ભાવ પૂર્ણ શ્રદ્ધાંજલિ
ૐ શાંતિ શાંતિ શાંતિ ....



## સનાતન મેડિકોઝ

Throombotic stroke – આ પ્રકારના મસ્તિક ના હુમલામાં મસ્તિક ની રક્તવાહિનીમાં લોહીના જામી જવા ના કારણે કે ગઠા (clot) ને કારણે અડચણ ઉભી થઈ જાય છે. જે રોગીઓ માં લોહીની અંદર Cholestrol નું પ્રમાણ વધુ હોય છે, તેવા રોગીઓની રક્તવાહિની માં અંદરના સ્તર ઉપર Fat જ જમા થઈ જાય છે જેને plaque કહે છે. આ જમા થયેલ laque ઉપર લોહીના ગઠા જમા થઈ જવાથી ધીમે ધીમે આખી રક્તવાહિની માં અડચણ ઉભી થઈ જાય છે અને મસ્તિક ના તે ભાગમે લોહી ન મળવાથી Thrombotic stroke પડી જાય છે.

Embolic stroke – આ પ્રકારના મસ્તિક ના હુમલામાં લોહી ના ગઠા કે ઈન્ફેકશન કે સલાઈન માં ફસાવા ને કારણે રક્તવાહિની માં અડચણ ઉભી થઈ જાય છે અને મસ્તિક ના તે ભાગને લોહી ન મળવાથી Embolic stroke પડી જાય છે.

**રક્તસ્રાવ મસ્તિકનો હુમલો (Hemorrhaqic stroke)**

મસ્તિક ની કોઈ રક્તવાહિનીમાં રક્તસ્રાવ થવાને કારણે થતા આ મસ્તીકના હુમલો ખુબ જ ગંભીર હોય છે. ઉચા લોહીના દબાણ, રક્ત વાહિની ની જન્મ જાત વિકૃતિ કે રક્ત વાહિની માં ફૂલવું (Aneursyms) ને કારણે મસ્તિક માં રક્તસ્રાવ થઈ શકે છે. તેના બે પ્રકાર છે. Intra – cranial Hemororrhage – આ પ્રકારમાં મસ્તિક ની કોઈ રક્તવાહિનીમાં રક્તસ્રાવ હોવાને કારણે મસ્તિકના તે ભાગને લોહીની આપૂર્તીમાં ઉણપ આવવાને કારણે Brain cell જ ને નુકશાન પહોચે છે.

આ પ્રકારે મસ્તિક ના હુમલા નું મુખ્ય કારણ ઉચા લોહીના દબાણ (Hypertension) સતત ઘણા સમય સુધી ઉચા લોહીના દબાણ ને કારણે રક્તવાહિની નબળી અને કડક થઈ જાય છે અને પરિણામે ફાટી જાય છે.

Sub-Archnoi Hemorrhge – આ પ્રકારમાં મસ્તિક અને કપાળ ની વચ્ચે ના ભાગ માં કોઈ રક્તવાહિનીમાં રક્તસ્રાવ થવાને કારણે Sub-Archnoid apace માં લોહી એકત્રિત થઈ જાય છે. આ પ્રકારમાં રોગીને તેજ માથાનો દુ:ખાવા નો અનુભવ થાય છે.

**મસ્તિસ્ક નો હુમલો (Brain stroke) ના ક્યાં લક્ષણ છે?**

stroke ના લક્ષણનો મસ્તિક ના તે કઈ જગ્યાએ પડે છે અને કેટલું નુકશાન થયું છે તે વાત ઉપર આધાર રાખે છે. મસ્તિક ના હુમલા (Brain stroke) માં લક્ષણ અચાનક થાય છે અને તેમાં સામાન્ય લક્ષણ રહેલા છે. શરીરના એક જ ભાગના ચહેરો, હાથ કે પગમાં સુનાપણું, કીડીઓ દોડવી કે નબળાઈ જેવો અનુભવ થવો. અચાનક લડખડવું, ચક્કર આવવા, શરીરનું સંતુલન બગડવું. ભ્રમ જેવી સ્થિતિ, બોલવા કે સમજવામાં મુશ્કેલી, ધીમે કે અસ્પષ્ટ બોલવું. એક કે બન્ને આંખોમાં જોવામાં તકલીફ, તેજ માથાનો દુ:ખાવો થવો, જીવ ગભરાવો અને ઉલટી થવી.

સનાતન મેડિકોઝ
સંપાદક:ડો.વિપુલભાઈ છાભૈયા,
નરોડા-અમદાવાદ

## આજની ચિંતનકણિકા

ઈગીતાનાગમતાશ્લોકો૦૩
ગીતા અધ્યાય-૨ (-૨)

પહેલા તો અર્જુનને જરા કડકાઈથી કહી દીધું કે તું મોટી મોટી પંડિત જેવી વાત કરે છે પણ શોક નથી કરવાનો એવી વાતમાં તું દુ:ખી દુ:ખી થઈ જાય છે. પણ કૃષ્ણ સારા શિક્ષક છે,ખખડાવ્યા પછી તરત જ પ્રેમથી/વિસ્તારથી સમજાવવા માંડયા:

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्वभारत॥ २.१४।।

અહીં માત્રા શબ્દ ધ્યાનાકર્ષક લાગે. માત્રા એટલે માપી શકાય તેવું- quantifiable- અવાજ, ગરમી, ઠંડી - આ બધાનો સ્પર્શ / સંયોગ / અનુભવ -એટલે માત્રાસ્પર્શ - આ માત્રાસ્પર્શથી સુખદુ:ખ જન્મે છે.

હે કુન્તીપુત્ર, આ ઈંદ્રિયોથી સમજી , અનુભવી શકાય એવા બધા જ પદાર્થો અને બનાવો કાયમી નથી. ઠંડી - ગરમી તો ઠીક પણ જીવનમાં સુખ દુ:ખ પણ આવન જાવન કરે છે, એને તું " સહન" કર... મતલબ " અરે, કેવી ઠંડી.. ઓહ, ભયાનક ગરમી" એમ કરવાને બદલે શાંતિથી સહન કર, અહીં કાંઈ જ ટકવાનું નથી, બધું " "આજે છે, કાલે નથી!" બધી જ વસ્તુ/ વ્યકતિ ને આદિ- શરુઆત / જન્મ છે અને અંત- મૃત્યુ છે.

જગતની બધી જ વસ્તુઓ પરિવર્તન પામે છે.
પરિવર્તન એક જ "અપરિવર્તીનીય" છે.આગળ જતા આમાંથી જ "બ્રહ્મ" ની વ્યાખ્યા કરાશે.

પરિવર્તનના બધા અનુભવો પણ પાછા વ્યકતિએ વ્યકતિએ અલગ હોય છે. કોઈને બહુ ઠંડી લાગે, કોઈને ગરમી. આપણી માનસિક અવસ્થાનો ય રોલ હોય છે. એક ને એક વાત કે વ્યકતિ પણ આજે સારી લાગે, કાલે ન ય લાગે. આજે કોઈ ભરપૂર પ્રશંસા કરે, કાલે આપણે દીઠા ન ગમીએ. એમાં સમય જવાબદાર. એટલે આ જ "અનુભવો" છે એ નિરપેક્ષ નથી તો એ બધાને સાક્ષીભાવે જોઈ સહન કેમ ન કરું? અથવા સહન શબ્દ પણ વધારે પડતો છે, સ્વીકાર જ કરાય.

પણ આ બધું કહેવું સહેલું છે, ડાહી ડાહી વાત છે, હું પોતે મને જોઉં ત્યારે મને જ હસવું આવે કે આ શોક/ ક્રોધ/ અહંકાર વખતે પેલી ગીતાની વાત- ઠેઠ ૩૮મા શ્લોક સુધી આ જ વાત છે:

"-सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ।"

કયાં ભૂલી જવાઈ?

વારંવાર હું મારી મજાક કરું ને ટોકું , જાતને ડફણાં મારું તો જ આ સાંકડી શેરીમાંથી કદાચ બહાર નીકળાય.

માણસ છે , જયારે લોકો તેનો સ્વીકાર કરે , ત્યારે તે નિરાંત અનુભવતો હ્શે , લોકો અવજ્ઞા કરે ત્યારે કદાચ તેને તણાવ થતો હોય , પણ માણસે આ બધા માં થી પસાર થવાનું છે .કોઈ કદર કરે ત્યારે ફુલાયા વગર અને અવગણના કરે ત્યારે નિરુત્સાહ થયા વગર જીવવાની એક મજા છે , આપણા જીવનની ધરી બરાબર નક્કી કરી હોય તો "બીજા"ની અસર ઓછી થાય .

આને જ વિવેક કહે. વૈરાગ્ય તો જરાક તકલીફ પડે તો ય આવી જાય,(ભલે બહુ ટકે નહિ) પણ વૈરાગ્ય કરતા મહત્વનો આ વિવેક છે, એક વાર આ નિત્ય અનિત્યનો વિવેક આવે તો બસ!

મિશન અભિમન્યુ
શ્રી ઉમા એજ્યુકેશન એન્ડ ચેરીટેબલ ટ્રસ્ટ.
SUV International school.